ॐ

# श्री हनुमान प्रार्थना.

---

રચનાર,

## પ્રાણશંકર હીરાલાલ રાવળ.

મુ. પાટણ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

## રાજવૈદ:- મનસુખરામ પ્રજારામ મ્હેતા.

મુ. પાટણ.

પ્રત ૧૦૦૦

સને ૧૯૨૨

(ફ્રી) મફત

ॐ

# श्री हनुमान प्रार्थना.

રચનાર,

પ્રાણશંકર હીરાલાલ રાવળ.

મુ૦ પાટણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

જવૈદ:- મનસુખરામ પ્રજારામ મ્હેતા.

મુ૦ પાટણ.

પ્રત ૧૦૦૦

સને ૧૯૨૨

(ફી) મફત.

# પ્રસ્તાવના.

પુસ્તકની પ્રસ્તાવના ગ્રંથકર્તા લખે તો તે યોગ્ય રીતે પુસ્તકની આવશ્યકતા દર્શાવી શકે અને ગ્રંથકર્તા જે પ્રસ્તાવના લખે તેની ભાગ્યે જ બીજો કોઈ લખે અસ્તુ. પરંતુ જ્યારે મને પ્રસ્તાવના લખવા કહેવામાં આવ્યું છે તો મારે કાંઈ લખવું જ એમ સમજી આ ટુંક લખાણ લખ્યું છે.

અસલ પાટણ એ ગુજરાતનું પાટનગર હતું એ દરેક જણને ખબર છે. જ્યારે એ શહેર પાટનગરની પદવી ભોગવતું હતું ત્યારે તેની જાહોજલાલી કેવી હશે !

અલબત આ પ્રાચીન કાળમા મોટર, સીનેમા, નાટક વગેરેની ધામધુમતો નહિ જ હોય પરંતુ તે કાળમાં જેને ધામધુમ કહેતા હતા તે તો હતી જ. પાટણની જુની તવારીખ પરથી એમ માલમ પડે છે કે પાટણ પોતાને હસ્તક કરવાને કંઇક રાજાઓ પ્રયત્ન કરતા અને હસ્ત કરી ગર્વ માનતા. આજે જુના ખંડીઅરો, વાવો, તળાવો વગેરે જે હસ્તીમાં છે તે ઉપરથી એ શહેરની ભવ્યતાનો ખ્યાલ જોનારને તરત જ આવી શકે એમ છે, તેવા વખતના અંદર ધર્મ પ્રત્યે લોકોની લાગણી કેવી હતી તે તપાસવાની જરૂર છે. ઘણી ફેરા એમ બનેછે કે જ્યારે એક શહેર પુષ્કળ આબાદમાં આવી જાય છે કે લોકો મોજમજામાં પડી જાય છે અને ધર્મ પ્રત્યે લાગણી રહેતી નથી, પરંતુ પાટણની બાબતમાં એમ લાગતુ નથી. હાલ ત્યાં જે દેવસ્થાનો મંદીરો, હસ્તી ધરાવે છે તે ઉપરથી તથા જુના દેવસ્થાનની જગ્યા પરથી લોકોમાં ધર્મ લાગણી ઘણી જુસ્સામાં હોવી જોઇએ એમ માલમ પડે છે.

મારા પૂર્વજો શા. ઇચ્છારામ જગજીવનદાસને વિષે એવું કહે-વામાં આવેછે કે એ જ્ઞાતે વિશાનાગર વણિક હતા અને વિશા-નાગર વણીકની ઉત્પત્તિ વડનગરમાં થયલી છે. અસલ ત્યાં આગળ તેઓ રહેતા હતા. પોતે સાહસીક વેપારી હતા. તેમણે પછી પાટણમાં આવી પોતાનો ધંધો રેશમ, પટોળા વગેરેનો શરૂ કીધો, પોતાના વેપારની કુનેહથી. તથા ઇશ્વરેચ્છાથી વેપારમાં સારૂ પેદા કર્યું. પોતે ધાર્મિક લાગણીવાળા હતા. તેમને શ્રી હનુમાનજી પર વધારે ભાવ હતો. તેમણે પાટણમાં શ્રી ગુણવંતા હનુમાનની સ્થાપના કરી હતી.

વખતના બદલાવાથી જ્યારે સુરતમા વેપાર ધમધોકાર ચાલતો હતો ત્યારે સુરતમાં પેઢી ઉઘાડી સુરતમાં રહેવાનું કર્યું અને ત્યાં સુરતમા તેમજ સુરતની નજીક આવેલા કતાર ગામમાં તેઓએ હનુમાનના મંદીરો બંધાવેલા હતા અને હાલ તે હજી હસ્તી ધરાવે છે.

અગર જો તેઓ સુરતમાં રહેતાં હતા તોપણ પાટણના શ્રી ગુણવંતા હનુમાનજીને તેઓ ઘણું માનતા હતા. અને પોતાના ઇષ્ટ દેવ છે એમ સમજતા હતા અને આજ તેના વંશજો પણ તે શ્રી. ગુણવંતા હનુમાનજીને માને છે અને તેની ભક્તિ કરે છે.

મરહુમ શેઠ ઇચ્છારામ જગજીવનદાસના તથા શ્રી ગુણવંતા હનુમાનજીના સંબંધમાં ઘણી દંતકથાઓ છે અને તે બધી લખવા સારૂ એક પુસ્તક ભરાય એમ છે, પરંતુ તે દંત કથાઓમાની એક એવી છે કે એક વખતે એ શેઠના વહાણ ડુબી ગયેલાની ખબર આવેલી અને શેઠ ઘણા જ ઉદાસ થઇ ગયા હતા અને એક દરીયા

સ્થીતિપર પણ આવી ગયા હતા. પરંતુ ઘણે દિવસે તેને શ્રી ગુણવંતા હનુમાનજીએ સ્વપ્નું આપ્યું કે તારા વહાણ સહીસલામત અમુક દીવસે આવશે અને તે સ્વપ્ના મુજબ વહાણ આવી પહોંચ્યા તે ઉપરથી શેઠની આસ્થા કુદરતી રીતે શ્રી ગુણવંતા હનુમાનજીપર વધી અને તેમણે શ્રી હનુમાનજીને સોના તથા ચાંદીના દાગીના કરાવી આપ્યા અને રાજ સેવા ચાલુ કીધી. આજ પર્યંત શ્રી ગુણવંતા હનુમાનજીના મજકુર દાગીનામાંથી કેટલાક દાગીના હૈયાત છે અને રાજસેવા દાગીના કપડા સહિત ચાલુ છે.

શ્રી ગુણવંતા હનુમાનજીનુ હાલનુ દહેરૂ સંવત ૧૯૦૫ ની સાલમાં પાટણના નાગર ગૃહસ્થ મજમુદાર ગીરધરરાયના વડીલે બંધાવેલુ છે— તે ગુગળીને દરવાજે નાગરવાડામાં છે. મંદીર ઘણુ વિશાળ છે અને શોભા સારી છે. મજકુર શેઠ ગીરધરરાય તે તથા તેની હયાતી બાદ તેના પુત્ર મજકુર મંદીરની તથા દાગીનાની સંભાળ રાખે છે તે જો એમણે કાળજી રાખી ન હોત તો આજે મંદીર અથવા તેના દાગીના કંઇપણ હસ્તીમાં હોત કે નહિ તે શંકાભરેલું છે. આ સ્થળે તે શેઠનો ઉપકાર માનવાનુ હું ભુલી શકતો નથી. મારી નાની ઉમરથી એ હનુમાનજીની પુજા અમારે ઘેર સુરતમાં થતી અને સંવત ૧૯૪૧ ની સાલમાં અમારી માનેલી માનતા પૂરી કરવા અમે પાટણ ગયા હતા. તે વખતે મારી ઉમર ઘણી નાની હતી તેથી ઉમરે આવતા પાટણ જઈ શ્રી હનુમાનજીના એકવાર ફરી દર્શન કરી આવવાની લાગણી થઇ અને હુ સંવત ૧૯૫૬ ના વરસમાં પાટણ ગયો અને દર્શન કીધાથી મારી આસ્થામાં વધારો થયો અને અવારનવાર ત્યાર પછી પાટણ જઈ શ્રીજીના દર્શનનો લાભ લઉં છું.

દરેક મનુષ્યને દરેકની વૃત્તિ વખતે ગમ્મતમાં ચીત્ત જાય એ સ્વભાવિક છે જ્યારે જ્યારે હું પાટણ જતો ત્યારે મંદીરમાં કીર્તન કરાવવાતે તેમાં આનંદ લેવા હું ચુકતો નહિ, અને ત્યાંના પ્રસિદ્ધ ઉસ્તાદ મણીલાલ ભજન કરવા આવતા ને આનંદ આપતા. તે વખતે મારા મનમાં આવ્યુ કે જો શ્રી હનુમાનજી સંબંધી પ્રાર્થના હાલના ચાલુ સમયના રાગ તથા તાલમાં રચાય અને ગવાય તથા કિર્તન તે ચાલુ જમાનાની ગાયનપદ્ધતિએ થાય તો લોકોનું મન વધારે ખેંચાય, મારી એ સુચના, પુજારી (હાલમા વૈદ્યનો ધંધો પણ કરે છે) મનસુખરામ પ્રભારામને યોગ્ય લાગી અને તેણે માસ્તર પ્રાણશંકર હીરાલાલ રાવળને વાત કરી. તે ઉપરથી માસ્તર પ્રાણશંકરે મહેનત લઈ આ ગ્રંથ તૈયાર કર્યો છે. આ સ્થળે માસ્તર પ્રાણશંકર તથા પુજારી મનસુખરામનો ઉપકાર માનું છું.

આ પુસ્તક સંવત ૧૯૭૫ ની સાલમાં તૈયાર થયું હતું પણ કેટલાક સંજોગોને લીધે પ્રસિદ્ધ થઇ શક્યું નથી તેને માટે હું પોતે જવાબદાર છુ.

આ લઘુ પુસ્તકની મારી પ્રસ્તાવના છે કંઇ કાગળ પાડી કાર્ય થતુ નથી તેમ આ પુસ્તક કયા સંજોગો વચ્ચે લખાયું છે તે જણાવી તેની તુલના કરવાનું કામ વાંચનાર પર છોડી આ પ્રસ્તાવના બંધ કરૂ છું.

વીક્ટોરીઆ મીલ સામે,
ભાસ્કર ભુવન, ગ્રાંટરોડ
મુંબાઇ તા. ૨૮ મી જુલાઈ ૧૯૨૨

**શા. નાનાલાલ પરભુરામ.**

# અર્પણ પત્રિકા.

જે

કોઇ વાંચે,

સાંભળે, શીખે

તથા બોધ લે તેવા

દરેક સ્ત્રી પુરૂષ, તરૂણ

તથા વૃદ્ધને આ

પુસ્તક અર્પણ

કરૂં

છું.

મુ. મુંબાઇ. | કૃપાકાંક્ષી,
તા. ૨૮ મી જુલાઇ ૧૯૨૨ | શા. ન્હાનાલાલ પરશુરામ.



ॐ

# श्री हनुमान प्रार्थना.

( १ )

## ધ્રુપદ.

વંદન કરે પ્રભુ દાસ તમારો,
ગાઉં તારા ગુણ હું શું મતિ મારી હારી જાય;
તોડો ફોડો છે અહંકાર, છૂટે સંસાર. વંદન.

( ૨ )

## શાર્દૂલ છંદ.

માગું છું હનુમાન આજ હરખે, આપો મને જ્ઞાનરે;
સ્થાપો આપ તણોજ સેવકસદા, ભક્તિતણું દાનરે.
કાપો પાપ અમાપ તાપ તનના, સુખી કરો દાસ આ;
વંદું દ્વિકરજોડી નાથ તમને, નિત્યે રહું પાસ આ.

## ( ૩ )

## દુમીલા છંદ.

રૂદ્રતણો અવતાર તમે, હનુમાન થયા ગુણુ રામજ ગાયા;
રામ થયા ભજતા મહાદેવ, જરી ન કળે મતિ વા જગરાયા.
રૂપ ધરે નટવો રમતાં, સહુ ભૂલવણી ખુબ ખાઇ જવાએ;
પ્રાણુ કહે પરમેશ તમે, શરણું તમ સત્ય મુખે ઉચરાએ.

## ( ૪ )

## બિહાગની લાવણી.

### મુજ ઉપર ગુજરી.

જય જય ગુણવંતા, ભૂમંડલ પ્રખ્યાતા;
તમ નામ સ્મરણુથી, ભય નાસે સુખદાતા.
તવ ચરણુ શરણુ, લાગે છે સૌને પ્યારૂં;
શરણુંગતને સુખકારી બિરદ તમારૂં.
બડું ભવ દરિયે. અહો બાંહ્યજો મ્હારી;
તો દાસની છૂટે, જન્મ મરણુની બા'રી.
નથી આપ વિનાકો, બેલી હિત કરનારા;
કરો કૃપા હવે તો શરણુ રહ્યો છું તમારા.

## ( ૫ )

### કલ્યાણ.

દીનના પતિ, દયાળુ છો અતિ;
હાથ જોડી ઉમંગ ધારી, કરીએ વિનતિ.
મહા બળવંતા હે ગુણવંતા, જયવંતા જગમાંય;
ભવ ભય ભંજન અરિમદ ગંજન, ગ્રહો દાસની બાંય. દીન.
કુમતિ કાપો સુમતિ આપો, હરો ત્રિવિધિ તાપ;
અવર આશરો નથી અમારે, નિત્યે જપીએ જાપ. દીન
આપતણું વર્ણન કરીએ તો, કથતાં આવે ન પાર;
બાનાની પત હાથ તમારે, કરો તમે ઉદ્ધાર. દીન.

## ( ૬ )

### સુન્દરી! મેં તને જોઈ.

અજર અમર જગ, ખગ રસ કસ ધર;
અકળ સકળ બળ, જનમ મરણ પર.
મમ મન નટ ખટ, તમ ચરણ શરણ;
ભવ ભય અઘ નગ, તરત કર હરણ.

## ( ૭ )

### ગજલ.

તાપ પાપ કાપ આપ, જાપ વાર વાર;
જાણ પાસ પ્રાણ દાસ, ખાસ આશ તાર.
બાલ પાલ વા'લ ધાર, આપ દામ હામ;
કામ આઠ જામ પાઠ, થાય રામ રામ.

## ( ૮ )
## સોરઠી ગઝલ.

હું બાળ છું સાચો સદા, આવ્યો છું શરણે આપના;
કાઢો કુબુદ્ધિ છે ઘણી, ભક્તિ હુંથી નથી બની;
આ રંકના શિરોમણી, કાપો તમે ઢગ તાપના. હું.
પળમાં પ્રજાળી લંકરે, લંકેશ કીધો રંકરે;
શ્રીરામદૂત નિઃશંકરે સિંધુર ચઢે અંગ આપના. હું.
દાબી પનોતી ચર્ણમાં, નાસે કદી તો મર્ણમાં;
વીરહાક વાગી ધર્ણમાં, મુજ દોષ કોષ અમાપના. હું.

## ( ૯ )
## લલીત છંદ.

અરર પ્રાણિઆ સૂઝતું નથી, જગત ફંદમાં કાંમરેમથી;
ભજન નાવ છે જાણતું જરી, ભજન મૂકિને વાત આદરી.
અવર સંગને દેતજી ભલા, કલિતણા દિનો જાણ દોહલા;
દુઃખ હરે હનુમાન તો નકી, શરણમાં ધરી તું રહે ટકી.

## ( ૧૦ )
## કાલિંગડો.

ગુણવંતા હનુમાનરે,
આવ્યો છું તમ પાસરે—ગુણ૦
દાસજ યાચે ને તું કાંન રાચે, પૂરો મનની આસરે. ગુણ૦
ભાવ ધરીને ભક્તિ કરૂં છું, જમ કિંકર હરો ત્રાસરે. ગુણ૦
અરિમદ મારણ માટે આયુદ્ધ, બળિયા પાસે ખાસરે. ગુણ૦

## ( ૧૧ )
## ભૈરવ.

ઊઠ ચાલ ખુશી થઇ, હનુમાન પારે;
હનુમાન પારે વા'લા, ભીડ ભંજન દ્વારે. ઊઠ.
દર્શન કરે દુઃખ દૂર, પાસેરે' નહિ જરૂર;
નેક ટેકથી રે' પૂર, સકળ કામ સારે. ઊઠ.
પ્રમાદમાં પડે શું નિત, ગુણવંતા સંગ પ્રીત;
રાખ ધ્યાન દઇ ખચિત, એજ તો ઉગારે. ઊઠ.
છે વિશાળ એનું ધામ, છે વિશાળ એનું કામઃ
સ્મરે એને દીલહામ, કામ પડે જ્યારે. ઊઠ.

## ( ૧૨ )
## ગીતિ.

શી શોભા સુખદાઇ, મંદિર નિરખતાં ઉમંગ ઉર વ્યાપે;
એ બલિહારી તમારી, દર્શન કરેથી કિલ્મિષ સૌ કાપે.

## ( ૧૩ )
## ભૈરવી.

સનન સોહે સાવરીઆ સામ.

મનહર મૂર્ત્તિ તમારી હનુમાન, વારે વારે નિરખીને રાજી રાજી થાઉં.
કાને કુંડળને શિરે મુગટ છે, કરમાં ગ્રહી છે મોટી ગદા;
ચર્ણે દબાવી પનોતી છે ધર્ણમાં, તેલ સિંધુરથી શોભે શું વાન. મન.
કંઠે શોભે છે શી સુંદરમાળા, મુખેથી જપંતા શ્રીરામ રામ;
ધન ધન ધન અંજની માતાને, તમે ગુણવંતા કૃપાનિધાન. મન.

## ( ૧૪ )

## દાસપરે દયા.

આશ પૂરો તમે મ્હારીરે. દયાળુ દેવા આશ પૂરો.
આખો દિ હું નામ તમારૂં, ભૂલું ના જરી દીલમાં ઉચારૂં,
કરો કૃપાદ્રષ્ટિ દાસ ધારીરે, દયાળુ દેવા આસ પૂરો.
ગુણવંતા હનુમાન તમારી, ભક્તિ સૌજન છે સુખકારી;
છૂટે જન્મમરણ તણી બા'રીરે, દયાળુ દેવા આશ પૂરો.

## ( ૧૫ )

## મરાઠી સાખી.

ગુણવંતા હનુમાન છબીલા તેલ સિંધુરના ભોગી;
કરમાં આયુદ્ધ કંઠે માળા, શિર મુગટ રહ્યો ઓપી,
મહાવીર સ્વામી હાં......ચર્ણે ચાંપી દીધી પનોતી.

## ( ૧૬ )

## આશાવરી.

મૂરખ મન ભજન ખરે સુખદાઈ,
કાયા કાચો કુંભપ્રતિકા, વણસી જશે પલમાંઈ. મૂરખ.
દેવને દુર્લભ દેહ માનવનો, ફરી ફરી આવે ન ક્યાંઈ. મૂરખ.
ભાવ કરીને ટેકે ભજીઆ, સંશય તજી ઘટમાંઈ. મૂરખ.
એક આશરો ગુણવંતાનો, સાચ કહું છું ભાઈ. મૂરખ.

## (૧૭)
## કાનાની બંસી વાગી.

જયવંતા જય ગુણુવંતા,
જય જગવંદન અરિમદ ગંજન, સુખ અંજન મુદ ભરતા.
અકળકળામા'વીર તમારી, કળી ન શકે નરનારી;
નામ સ્મરણથી ભવભય નાસે, દાસગણી દુઃખ હરતા.

## (૧૮)
## એ શું વદો વિવેકી.

સ્વીકારો વિનતી જરી, સ્વીકારો વિનતી,
દુર્ગુણ દેહમા ભર્યોજ, સુગુણના રતી.
લુબ્ધ માયામાં રહ્યો છું, દુષ્ટ છે મતિ.
મા'વીર તું કૃપા વિના, તો ભૂંડી છે ગતિ.
જાતિ ભાતિ ભેદમાંહી, ભ્રમણતા અતિ;
ભક્તિ જ્ઞાનને વૈરાગ્ય, લેશતો નથી.
પ્રાણ વાણ સાંભળો, દયાળ મારુતિ;
વખત જો જશે બીતી, તો કદી દીસતિ.

## (૧૯)
## બેન.

જય હનુમંતા મહા બળવંતા, છો ભગવંતા ગુણવંતા;
લંક પ્રજાળી અનહદ વાળી, ગુણશાળી જયવંતા–
વજ્ર કછોટો કરમાં સોટો, કરતા દોટો ને વળના;

અંજની સુત છો રૂદ્ર એકાદશ, દુઃખ ડુંગર દળતા—
રોમ રોમમાં રામ રમે છે, રામદૂત છો સાચા;
આપ પ્રતાપે પ્રાણ ભણે છે, દેજો નિર્મળ વાચા—

( ૨૦ )

**માલકોષ.**

કરો રે'મ મુજપર કરૂણાનિધાન, અહો બાંહ્યને પાઓ ભક્તિનું પાન;
ન જાણું હું મંત્ર કે જંત્ર જરી, મને લાગી ભક્તિ તમારી ખરી;
કીધા છે કરોડો કુડા ખેલમેં, ન જોશો કુડા કૃત્ય સ્હામું તમે;
અહીં તો મહિમાં નહિ મ્હારૂં કો, ઘણુા તું ગાઉં છું વિના કોઇ જો.

( ૨૧ )

**બિહાગ.**

આ દીન દાસાનું દાસ છે, કૃપા કરો જરી;
ઓથું તમારી મુજને, કેદિની છે ખરી.
શર્ણાગતને સ્હાય છો, તમે દયા નિધિ;
દાસની દાદને દીલમાં, ઝટ ઉતારી લીધી.
નામ છે તેવું કામ છે, મનહર દેખું ધામ;
ગુણવંતા હનુમાનજી, કોટી કોટી પ્રણામ.

( ૨૨ )

**નારાયણનું નામ.**

ભજી લેને હનુમાન મનવા, ગુણવંતા હનુમાન મનવા.
શર્ણાગતને છે સુખદાયક, દયા સિંધુનિદાન. મનવા.

સોડ તાણીને શું સૂતો છે, આવી મળ્યો અવસાન. મનવા.
મ્હારૂં ને ત્હારૂં કોરે મૂકી દે, પીલે ભક્તિરસ પાન. મનવા.

( ૨૩ )

## માથા ફોડી શીદ મરે

મારા ભાગ્ય તણો.

પુરાતન પાટણમાં નિવાસ તમારો ગુણવંતા હનુમાન.
દુઃખિયા જનની પુરતાં આસ. તમારો.
ભાવ ધરીને દર્શન કરવા, આવે સૌ જન પાસ;
આનન્દ ઉરમાં વધે અતિશય, તેજ તણો પ્રકાશ. તમારો.
આપતણો મહિમા મોટો છે, દર્શનથી દુઃખ જાય;
અકળગતિ છે આપતણી તો, કોઇથી નવ કળાય. તમારો.

( ૨૪ )

## દક્ષિણી રાહની લાવણી.

નાથ નવ વાત કરો.

ધ્યાનમાં ધરો, દાસતણી દાદરે;
ગુણવંત—હનુમંત—સુખકરણ—મુદભરણ;
હરો તમે પ્રમાદરે—ધ્યાન૦
એકનેક—ટેક છેક—ભક્તિને—દયા વિશેક;
નિત્ય રહે યાદરે—ધ્યાન૦
ભવભયહર—જય જય કર—તું અમપર—પહેરકર;
માગું આ પ્રસાદરે—ધ્યાન.

## ( ૨૫ )
### કાફી

કામણુ દીસે અલબેલા.

જય ગુણવંતા હનુમાન તમારો, દાસ છું રે.
પૂર્વ કર્મની પ્રીતિ જાગી, ભજન તણી લે તેથી લાગી;
હતો અભાગી થયો સુભાગી, પાસછુંરે. જય૦
દયા ધર્મની વાત ન જાણી. મૂર્ખપણે વૃત્તિ લલચાણી;
પાવલું પાયું ન પાણી તોપણ ખાસ છુંરે. જય૦

## ( ૨૬ )
### સોયણી.

કથની મ્હારી શું કહું મુખથી, પાપી હું છું પુરે પુરો;
માફી માગુ છું તુજ પાસે, ખરે ભુરા માંહી ભુરો.
દુર્ગુણ સ્હામું નવ તમે જોશો, આપનું બિરદ પાળજો;
ભવસાગરની ભીડને ભાગો, પૂર્ણ તમે છો દયાળજો.

## ( ૨૭ )
### શંકરદર્શનથી

સુંદર શામળીઆ.

ગુણવંતા હનુમાન, નામ જપું છું તમારૂં;
તમે કરૂણા નિધાન. ચરણકમળ તમ પ્યારૂં. ગુણ૦
મોહક મૂર્ત્તિ છે સુખકારી શિર મુગટ કર આયુદ્ધ ધારી;
નિરખિને જાઉં વારી વારી, મ્હાવીર આપતણી બલિહારી,
વર્ણન શું હું ઉચારૂં. ગુણ૦

( ૨૮ )

## છંદ.

દોહરા.

નમન કરૂં ગુરૂદેવને, નમન કરૂં હનુમાન;
નમન કરૂં ગુરૂદેવને, નમન કરૂં હનુમાન;
નમન કરૂં સૌ સંતને જેમા સુખનિદાન

( ૨૯ )

હા રહ્યા આજે આનંદ રંગ જામી. (૩)
દુ.ખો વિરામ્યાને સૌ સુખ પામ્યા,
દયા કરી વીર સ્વામી. (૩) હા.
ગુણવંતા હનુમાન તમારે,
ચરણ કમળ શીશનામી. (૩) હાં.

( ૩૦ )

## ગઝલ.

દીધા છોડી.

સદા સાંચક વીર સ્વામી, નથી તેને કશી ખામી;
પછી કોની કરે પરવા, ઠરી બેસે ભજન કરવા,
બને છે દીન થઈ તલ્લીન, રહે જલમિનં સદા જામી.

( ૩૧ )

## છંદ.

શિખરણી.

પિતા માતા ભ્રાતા, ભગિનિ જન જેમાં ગણું તને;
વળી દાતા શાતા, ભગતગણિ ચાંતા ઘણું મને.
તમારૂં છે સાચું, ચરણ શરણ મારૂતી દયા,
ભજું ભાવે નિત્યે, વરણ ન કરે હારીને રહ્યા.

( ૩૨ )

## આશાગોડી.

અવરમદન વેલી.

લગની તમારાથી લાગી, ગુણવંતા લગની તમારા૦
ન્હોતી મને ગમ ભજન તણીતો, ગમપડી સુરતાઓ જાગી. ગુણ૦
દુઃખદારિદ્ર તમે વિદારો, તમ પાસે લઉં છું માગી. ગુણ૦
નોધારાના બેલી તમે છો, દાસની ભીડને દોભાગી. ગુણ૦

( ૩૩ )

## ક્ષત્રિકલંકનો રાહ.

આવ્યો પારે તમારે હનુમાન; દાસની ભીડ તમે ભાગોરે.
દીનબંધુ તમે છો દયાવાન૦ ,,
સાચો તમારો મને વિશ્વાસ; ,,
નક્કી પુરો મુજમન કેરી આસ. ,,

મુજમાં ભર્યા છે દોષ હજાર; ,,
કરો કૃપા ત્યારે રહેન લગાર. ,,
હું તો શર્ણે તમારે છું સદાય; ,,
તમ વિણ્ કોને જઇને કે'વાય. ,
મોટું મહિમાં તમારૂં છે નામ; ,,
કરો પ્રેમધરી સેવકનું કામ. ,,

(૩૪)

નમું પદે ગીરજાપતીને.

ભાવે ભજું છું હનુમાન તમને,
અકળ સકળ લીલા વિસ્તારી કોઈ ભેદન જાણે,
જાણી દાસ પુરો આસ રાખો શરણે મને.
દીન બાળક નિરાધાર, કરો કૃપા જો આવાર,
દુ:ખ રહેન લગાર, સુખ શાન્તિ મળનાર,
તમ કૃતિનો નહિ પાર, વર્ણુ હું શું વારંવાર,
મા'વીર સ્વામી મ્હેર કરી દો રાખી લો તમ પાસ—

( ૩૫ )

( જંગલો ઝીંઝોટી )

પંજાબી ઠેકો

ગભરામણુ મને ઘડપણુમાં આવે છે ઘણી.

ગુણવન્તા તમે મોટા હનુમાન.
ધામ તમારૂંરે, શોભે છે સારૂંરે,

નિરખે આનન્દ નિદાન—
નામ તમારૂંરે, લાગે છે પ્યારૂંરે,
ભજતાં આવે બહુ તાન—

( ૩૬ )

બાંધકવૃત,

સતનો ભાલો હાથે રાખો, મદનો ભાલો ભાગી નાખો;
ધીરજ ઢાલો સાથે રાખો, પ્રમાદ ઢાલો ભાગી નાખો.
ધર્મરૂપી ધન ભેળું કરજો, પાપી ધનને પરહરજો;
દયાનું વસ્ત્ર અંગે ધારો, નિર્દય વસ્ત્રો બાળી મારો.
જ્ઞાન ઘોડો સજ્જડ બાંધો, અજ્ઞાન ઘોડો કેમ ગાંધો;
વિવેક વાટે વહેલા વિચરો, અવિવેક વાટે પાય ન ધરો.
નિર્મળ પ્રેમ રાખી લઇએ, મલિન પ્રેમ ત્યાગી દઇએ;
સુરતા સાંધો મારૂતિ મોટી, બાકી બીજી સમજો ખોટી.
ભવોદધિ આ તરશો શાણા, જન્મ્યા જગમાં એજ કમાણા

( ૩૭ )

## દીંડી.

મને સાચો એક આશરો તમારો;
પડે સંકટો હવે તમે ઉગારો—
મળ્યો માનવ દેહ આ સમેતો સારો;
દીયો ભક્તિ તમે ભવ સિંધુ તારો—

કૃપાનાથ છો અનાથના હે સ્વામી;
ગ્રહો બાંહ્ય મ્હારી માગું શીશ નામી—

( ૩૮ )

પ્રિતના પંથનો ગ્રંથ મુર્ખમાં.

ચાલો ઉમંગે રંગે રસિલા, ગુણવંતા હનુમાન;
વખત વ્યતિત થાય ઝપાટે, અવર મુકો ધ્યાન—
ભજન કરોને ભાવટ ભાગે, દીનતણા છે દયાળ;
સંસાર સાગર પાર ઉતારે, ટેક રાખો નિદાન—
આ તન પામ્યા ફરી ન આવે, શીદ કરો તમે વાર;
જન્મમરણની બેડીને તોડો, ગુણવંતા દરબાર—

સાખી.

ભાવ ધરીને જે ભજે, કિલ્મિષ નાસી જાય;
શર્ણાંગત થઇને રહો, મોટો છે મહિમાય—

( ૩૯ )

મારા ભાગ્ય તણો—

અમી દૃષ્ટિની વૃષ્ટિ કરો સમી અમી દૃષ્ટિની વૃષ્ટિ કરો
આપો મુજને ભજન તમારૂં, સ્થાપો દાસાનું દાસ;
દુષ્ટ બુદ્ધિને દૂર કરી દો, સુબુદ્ધિ પ્રકાશ—
દો મુજને દરશન તમારૂં, ગ્રહો શરણમાં પાસ;
ગુણવંતા વીરસ્વામી મ્હારી, ભવોદધિ તૃ આસ—

( ૪૦ )

સુરદાસ.

હાંહાંરે રઢ જે લાગી તે લાગી;
કેમ કરી નવ જાયે ત્યાગીરે રઢ જે લાગી--
ઘાયલની ગતિ ઘાયલ જાણે જેમ, વંઝા પ્રસ્તુતિ ન જાણે;
હીરાની કિંમત વિના ઝવેરી, કોણ કહો જે પિછાણે--
દર્દીના દર્દને વૈદજ પરખે; બીજો શું મુખથી ભાખે;
પ્રાણ કહે ગુણવંત મળ્યા જેને, બાકી પછી શું તે રાખે-

( ૪૧ )

## પીલુ.

ગુણવંતા હનુમાન તમારૂં, પ્રેમ થકી નિત્યનામ ઉચારૂં. ગુણ૦
જય અભિવંદન જય સુખ અંજન.ભવભય ભંજન બિરદ તમારૂં. ગુણ૦
જય જગત્રાતા જય મુદમાતા, આપની મૂર્ત્તિને ધ્યાનમાં ધારૂં. ગુણ૦

( ૪૨ )

## સિંહાનો કનરો.

તારૂણી તુજથી.

ભક્તિ સુધારસ પાન તમારૂં. તૃપ્ત થવા મન તલપે અમારૂં. ભક્તિ૦
અકળ તમારી માયા લાગે, કોણ કળી શકે પ્રાણી બિચારૂં. ભક્તિ૦
જ્ઞાનપ્રદાય મતિના સુધારક, અધમોદ્ધારક શરણું તમારૂં. ભક્તિ૦

( ૪૩ )

## કાફી.

કામણ દીસે છે અલબેલા ના ! આખમાં.

જીવડા નિદ્રામાથી ઊઠ જરા દીલ જાગીનેરે.
ષડ રિપુ દળ ત્હારી પાસે. ધર્મ રૂપી ધન ચોરી નાસે.
સત્ય ખડ્ગ હાથ ઝાલી દે જાય ત્યાગીનેરે—
મન મંત્રીને વશ કર પ્રીતે. મ્હાવીર ભજનમાં લાગે નિત્યે;
વૈરાગ્ય બેડી જડ પ્રાણ કહે પંઠ લાગીનેરે—

( ૪૪ )

## ધીરાના પદ.

મણિરૂપી દેહ આપ્યોરે. આ ભવમા તું નાખ ધળમાં.
શ્રેષ્ટ કરી તને સ્થાપ્યોરે, કોઢી લઇને કાપ મૂળમા.
જણે રાખ્યો ગર્ભવાસમાં, આવી ન ઊની આચ;
જન્મ્યા પહેલાં દૂધ ભરી મુકયું. નથી લીધી કાંઈ લાંચ,
એવા દીન દયાળુને, મૂરખ મનવા નહીં ભૂલમાં-
ખાન પાનને જોબન ધનમા, રહ્યો તું રોજ છલકાઈ,
પરનું ભૂંડુ તાકવા બેસે, કરે ઘણી અવળાઈ,
પ્રાણુનો વીર સ્વામીરે, સુંઘો વાસ રહી ફૂલમાં-

( ૪૫ )

## અંજમ પદ.

નરતન નાવ હાથ આવ્યુંરે, આ ભવસાગરને તરીરે જવા.
આટાણું જો ગુમાવ્યું રે, આખર ફેરા રહ્યા ફરવા–
કામ ક્રોધ મદ મોહ લોભ, તજો પ્રમાદ એ ભાઈ;
સત્ય ભજન ખડ્ગ કર, ધરી ધીર ચતુરાઈ,
આશાનો મ્હેલ ઊંચોરે, મૂકો એની નથી પરવા–
દયારૂપી ધન ભેળું કરજો, આગળનું છે ભાથું;
કથીરે સોનું નહીં મળે, સાચે મળશે માથું.
વાટ વસમી આવેરે, પ્રાણ કહે છે કઠણ જવા–

( ૪૬ )

## કેરબો.

હુંતો શરણ તમારે ગુણવંતા હનુમાનજીરે,
આ દેહ દુર્ગુણ દરિયો ભરીઓ, ખરેખરો ભરપૂર;
કૃપા કરો જો સાચી તમે તો, દુર્ગુણ થાએ દૂર–
હું કિંકર છું દાસ તમારો, ભાગો ભવનું દુઃખ;
રોમ રોમમાં રામ તમારે, ધન્ય છે અંજની કુખ–
રૂદ્ર એકાદશ તમે કે'વાણા, મા'બળિયા હનુમાન;
રંકની ઉપર કરૂણા કરજો, ભવોદધિ અવસાન–

( ૪૭ )

## ગરબો.

આનંદ આજ અંગમાંયરે, ગરબો ગાઓ હળીમળી સાથમાં.
સેવકને સુખ છાંયરે.... „

### સાખી.

ગુણવંતા હનુમાનજી–ભક્તિનાં દાતાર;
કિલ્મિષને કાપે વળી–મુક્ત કરે સંસાર.
આવો લ્હાવો લીજીયે શીદને તજો;
અંજનીના સુતને રીઝીને ભજો.

### સાખી.

માનવ દેહ મોઘો માણી–મળે ન વારંવાર;
ભક્તિ સુધારસ પાનથી–દુર્લભ જે મળનાર.
અકળિત માયામાં જશો ન ભૂલી, મોટા મોટા જન જાય છે ડલી;
આયુવિતાવે વાતમાં ફૂલી, ભજનની વાતો પડે છે લૂલી;
મ્હાવિરની હોય કૃપાયરે. ગરબો૦

( ૪૮ )

## ભુજંગી છંદ.

દયાવંત છો મારુતી આપ મોટા;
તમારી કને રંકને રાય છોટા.
સદા પ્રેમથી પાળતા સર્વ પ્રાણી;
અમારી મતિ પાપમાંહી ફસાણી.

કર્યાં કાલ જેને નથી યાદ આવ્યા;
પડી મોહિની કાંધ ઝાલી દગાવ્યા.
કરો કાંઈ કૃપા પછી તો બચીશું;
નહીં તો ભવાબ્ધિજ કાંપે ખુંચીશું.
નથી કોય બેલી અમારૂં મહીમાં;
કહે પ્રાણ જેમાં ગણું તું સહીમાં.

( ૪૯ )

ગઝલ.

દાસ ઊભો દ્વારમાં; દયા કરો આવાર;
આશરો તમારો છે, અવર નહીં લગાર.
બડું ભવ સિંધુમાં, ઝાલો મ્હારી બાંહ્ય;
અનાથના હે નાથ છો, જાવું મ્હારે ક્યાંય.

( ૫૦ )

ગરબો.

આવો આવો બેનો, સૌ મળી ગરબો ગાઈએ આજે;
મા'વીર દર્શનને કાજરે. આવો૦

સાખી.

ધન્ય વાસર આ ઘડી—ધન્ય પળ આવાર;
પ્રેમે દર્શન સૌ કરો—હળી મળી નરનાર.
સુંદર શોભાશી હનુમાનની સહી,
વા વાવારે નિરખીને વારી જાઉં અહીં,
જેમ સાકર દૂધમાં એકરસ થઈ. વા.

## ( ૫૧ )

### ભજન.

આ નરતન સુંદરવાડી, મા'લે માળી મન દા'ડી.
હે મિત્ર મારા આંખ જો ઉઘાડી, આ વેળા દેન બગાડી. મા.
હે મિત્ર મારા મુકસેજ પછાડી, આતસ્કર તારો લબાડી. મા.
હે મિત્ર મારા પ્રાણુ કે'બ્રમ પાડી, શું બેઠો થઈને અનાડી. મા.

## ( ૫૨ )

### બનજારો.

ગુણુવંતા ભક્તિ તમારી, છે અમને સદા સુખકારી.
તમે કાંપ પાપનો કાપ્યો, સુકીર્ત્તિ સ્થંભને સ્થાપ્યો;
દુ:ખ દારિદ્ર ભયહારી. છે૦
છો પૂર્ણ કૃપાળુ વા'લા, નિત્ય જપું નામની માળા;
હિમ્મત આપો છો ભારી. છે૦
સૌનું કરજો તમે કલ્યાણુ, કરજોડી કહે છે પ્રાણુ;
તમ ઉપર જાઉં બલિહારી. છે૦

## ( ૫૩ )

### ગરબો.

બહુ ભાવ ધરી મનમાંય, ગુણુવંતા ભજીએ,
છે અકળ સકળ કળાય, ગુણુ૦
દુર્ગુણુ કાપો સદ્દગુણુ આપો, સ્થાપો નિજ કરી દાસરે;
જેના મનની જેવી ઇચ્છા, પૂરણુ કરતા ખાસ૦ ગુણુ૦

તેલ સિંદુર વળી અંગે ઓપે, ભુજાગ્રહી ગદાયરે;
વીર હાક વાગે છે જગમાં, લળી લળી લાગું પાય. ગુણ૦

( ૫૪ )

## માથાના મુગટ.

દોડી દોડી પારે તારે, દિન નિશ આવું;
મૂરતિ નિરખી વળી, સુરતિ લગાવું.
મુખે માગ્યું તે તેં આપ્યું, ભીડો દીધી ભાગી;
કૃપાનાથ કૃપા કીધી, વીર હાક વાગી-
યથાશક્તિ સેવા મારી, સ્વીકારજો વા'લા;
ગાંડો ઘેલો દાસ હું છું, કરૂં કાલાવાલા-

( ૫૫ )

## ગરબી.

આપજો આપજો; આપજોરે,
દાસ જાણી દર્શન દા'ડી આપજો.
મહા મૂલ્યે મળ્યો માનવનો દેહ;
અવસર આવ્યો નિજ સ્થાપજોરે-
ભક્તની ભાળ ઘટે લેવી તમારે;
દુ:ખ દારિદ્રને કાપજોરે-

( ૫૬ )

## વસંતતીલકા છંદ.

નાગું સદા ચરણમાં, બહુ ભાવથી હું;
કાપો તમે કુમતિને, સુમતી ચહું છું.
દોષો ઘણા મન વિષે, નુગરા રમે છે;
ભક્તિ કરૂં પણ મને, ખુબ એ દમે છે.
કૃપા તણા નિધિ તમે, કરૂણા વધારો;
દાસાનું દાસ ગણીને, દુઃખડાં નિવારો.

( ૫૭ )

## ગઝલ.

એક તુંહીં તુંહીં એક તુંહીં, તુંહીં, એક તુંહીં તુંહીં એક છે;
શિવ બ્રહ્મા રામકૃષ્ણ, સર્વમાં તું એક છે—
એકના વિશેક છે અનેકનો તું એક છે;
નામરૂપ જુજવાં ધર્યા છે જેની જેવી ટેક છે—
દાસ છું તારો સદા ટાળો મરણની આપદા;
પૂર્વ જન્મે મ્હારે ત્હારે, કાંઈ કાંઈ નેક છે—

( ૫૮ )

## હું પુંજુસ પ્રિતથી.

ભાવથી ભજું છું નિત, દર્શ દો મને ખચિત;
. એ આપની છે રીત—દર્શ૦ ભાવ૦

દીનના તમે બંધુને કૃપાના તમે સિંધુ,
દાસ જાણી કરો હિત--દર્શ૦ ભાવ૦
ત્રિવિધિ દુઃખ ટાળજો, ભક્ત પ્રતિ પાળજો;
નિહાળજો ખરી છે પ્રિત--દર્શ૦ ભાવ૦

( ૫૯ )

## મન તું છોડીદે લગામ.

મન તું ભજી લે હનુમાન, હનુમાન, હનુમાનરે.
આવ્યો વખત વા'લા વિતાવી દીધો, નહીં બનશે અવસાન(૩)મન.
સંકટ મોચન ગુણવંતા છે, કૃપા તણા છે નિધાન (૩) મન.
ભવભય ભંજન છે સુખ અંજન, શરણે જા તું નિદાન (૩) મન.

( ૬૦ )

## ગઝલ.

મન્નમાન હનુમાન ભજન લે કરી;
ભજન લે કરી આ ભવ સિંધુ જા તરી.
આવ્યો કેવળી આવશે માનવ દેહ જરી;
તોડ ફોડ તું પ્રમાદ, ધ્યાન લે ધરી.
દામ ધામની કુડી તેં, વાત આદરી;
કાળ વિકરાળ દેખી, જઈશ તું ઠરી,

## ( ૬૧ )

## ધન્યાશ્રી.

ચરણ કમળ નામું શીશ, ગુણવંતા ચરણ૦
અઘઓઘનો અંધાર છે મારો, કાઢો ચઢાવી રીસ. ગુ૦
હું છું અજ્ઞાની પામર પ્રાણી, દાસતણા છો ઇશ. ગુ૦
વારે ને વારે વિનવું વા'લા, ચરણ તમારે રહીશ. ગુ૦

## ( ૬૨ )

## થયા છોરે પતિ.

ચિત્ત ચાહે તમ દરશન કરવા ગુણવંતા હનુમાન.
સુંદર શોભે મૂર્ત્તિ તમારી, નિરખે આનંદ થાય;
બળવંતા–ગુણવંતા–દુ:ખ હર્ત્તા–સુખ કર્ત્તા;
કાને કુંડળ શિરપર મુગટ લલિત લાગે વાન. ચિ૦
ભજન કરેથી ભવની ભાવટ, દૂર કરે મહાવીર;
બલિહારી–જાઉં વારી–ખુબી તારી–જયકારી;
તમે ચરણ શરણ મુજને રાખી દો દયા

## ( ૬૩ )

આ

જય જય ગુણવંતા
અકળ કૃતિ

રૂદ્ર તમે સાક્ષાત, ધર્યું રૂપ હનુમાન; હરહર ધર્યું રૂપ;
રામ ભક્ત કહેવાયા, મહિમાં ગાએ ગાન. જય૦
જનક જા લંકેશ, હરી ચાલ્યો લંકા; હરહર હરી ચાલ્યો.
ભાળ કાઢવા માટે, પાળ બાંધી લંકા. જય૦
માત સિતાની શોધ, કરી, લંકા રોળી; હરહર કરી૦
કૈક અસુરને માર્યા, કરી લંકા હોળી; હરહર કરી૦
મૂર્છાગત અનુજ, ગિરિ બુટ્ટી લાવ્યાં. હરહર ગિરિ૦
શ્રીરામે તમને હર્ષે, ચિરકાળ શોભાવ્યા. જય૦
ચડે તેલ સિંદુર, બહુ તમે બળિયા, હરહર બહુ૦
વડાં તણા છો ભોગી, તેથી એ મળિયાં. જય૦
મહાવીર તણી આરતિ, જે ભાવે ગાશે, હરહર જે૦
ભવસાગરની ઘાંટી, ઝટ ભાગી જાશે. જય૦
સંવત્ ઓગણીસેં પંચોતર, ભાદ્ર એકાદશ શુદ્ધ; હરહરભા.
શનિ સમાપ્તી પ્રાણે રચી અલ્પ છે બુદ્ધ. જય૦

# સમાપ્ત.

शान्तिः

# જાહેર ખબર.

જેમને નીચે જણાવ્યા પ્રમાણે પુસ્તકો ખરીદવાં હોય તેમણે કાર્ડથી ખબર આપવી. નોટપેડ કાગળ લેવામાં આવશે નહીં.

| નામ | કીંમત. |
|---|---|
| ઇંદ્ર વિલાસ નાટક | ૦—૨—૦ |
| કાળિકા સ્તવન | ૦—૨—૦ |
| શ્રીમન્તના યશોગાંન | ૦—૩—૦ |
| બાળગીતમાળા | ૦—૨—૦ |
| બાળબોધક વાર્તાસંગ્રહ | ૦—૨—૦ |
| શ્રી હનુમાન પ્રાર્થના. ( ફ્રી ) | ૦—૦—૦ |

પુસ્તક મળવાનું ઠેકાણું.

**દવે મગનલાલ દયારામ. બીડીવાળા.**

પાટણ. હીંગળાચાચરમાં.

બચુભાઇ હુસેનભાઈ.

પાટણ—સુખડીવટનાનાકે—બજારમાં

લી. કર્તા.

પ્રાણશંકર. હીરાલાલ રાવલ.

પાટણ—બોરસ્થાનની ખડકી—ઉત્તર ગુજરાત.

